لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અક્બરુ વલા હવ્-લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ.

**ફઝીલતઃ** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ) બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે આ પઢનારનાં ગુનાહો જો દરિયાનાં ફીણ બરાબર હશે તો પણ માફ કરી દેવામાં આવશે.

(તિરમિઝી શરીફ, નસઈ)



لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ ط

લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અક્બર.

**ફઝીલતઃ** હઝરત અબુ દરદા (રદિ.) જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી રિવાયત કરે છે કે ચાર (૪) વખત આ પઢનારને અલ્લાહ તઆલા જહન્નમથી છૂટકારો આપે છે.

(તબરાની)

اَسْتَغْفِرُ اللّٰهَ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَىُّ الْقَيُّوْمُ وَاَتُوْبُ اِلَيْهِ ط

અસ્તગ્ફિરુલ્લાહલ્લઝી લા ઈલા-હ ઈલ્લા હુવલ હય્યુલ કય્યૂમુ વ અતૂબુ ઈલય્હ.

**ફઝીલતઃ** હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) થી રિવાયત કરે છે કે જે માણસ પથારી પર સૂતી વખતે ઉપરના ઈસ્તિગફારને ત્રણ વખત પઢશે તો તેનાં સઘળાં ગુનાહો માફ કરી દેવામાં આવશે. ભલે તે ગુનાહો દરિયાના ફીણ બરાબર હોય અથવા ઝીણી રેતીનાં બરાબર હોય અથવા ઝાડોનાં બરાબર હોય અથવા એ ગુનાહોની સંખ્યા દુનિયાના દિવસોની બરાબર હોય અર્થાત જગતની શરૂઆતથી કિયામત સુધીનાં જેટલા ય દિવસ હોય. (તિરમિઝી શરીફ)



اَللّٰهُمَّ بَارِكْ لِىْ فِى الْمَوْتِ وَفِيْمَا بَعْدَ الْمَوْتِ ط

અલ્લાહુમ-મ બારિક લી ફિલ મવ્તિ વફીમા બઅ્દલ મવ્ત.

**ફઝીલતઃ** ઉપરની દુઆને દરરોજ ૨૫ વખત પઢનારને અલ્લાહ તઆલા તેના પર મૌતની સખ્તી આસાન કરી દેશે અને તેને શહીદોનો મરતબો મળશે. (હદીસ)



اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّاتِ مِنْ شَرِّ مَا خَلَقَ ؕ

અઊઝુ બિ-કલિમાતિલ્લાહિત તામ્માતિ મિન શર્રિ મા ખલક.

**ફઝીલતઃ** ઉપરની દુઆ સવાર– સાંજ ત્રણ–ત્રણ વાર પઢવાથી દરેક આફતથી હિફાઝત રહેશે. આ દુઆ પઢનાર માટે ૭૦ હજાર ફરિશ્તા નક્કી કરી આપવામાં આવે છે, જે તેની બખ્શીશ માટે દુઆ કરે છે. (હદીસ)



**ફઝીલતઃ** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે, નીચેના શબ્દો પઢી જે મણસ અલ્લાહ તઆલાથી જે કંઈ દુઆ માંગશે તે મળશે. તે માણસનાં આમાલનામામાં ૧૦૦૦ નેકીઓ લખી દેવામાં આવશે અને તે માણસ માટે અલ્લાહ તઆલા ૭૦,૦૦૦

(સિત્તેર હજાર) ફરિશ્તાઓ નક્કી કરશે, જે કિયામત સુધી તે માણસ માટે ઈસ્તિગફાર કરતા રહેશે. (તબરાની)

اَلْـحَـمْـدُ لِـلّٰـهِ الَّـذِىْ تَـوَاضَعَ كُلُّ شَىْءٍ لِّعَظَمَتِهٖ وَالْـحَمْدُ لِلّٰهِ الَّذِىْ ذَلَّ كُلُّ شَىْءٍ لِّعِزَّتِهٖ وَالْحَمْدُ لِـلّٰـهِ الَّـذِىْ خَضَعَ كُلُّ شَىْءٍ لِّمُلْكِهٖ وَالْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اِسْتَسْلَمَ كُلُّ شَىْءٍ لِّقُدْرَتِهٖ ط

અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી તવા-દ-અ કુલ્લુ શયૂઈલ લિઅઝ્મતિહી વલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી ઝલ-લ કુલ્લુહૂ શયૂઈલ લિઇઝ્ઝતિહી વલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી ખ-દ-અ કુલ્લુ શયૂઈલ લિમુલ્કિહી વલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી ઈસ્તસ્લ-મ કુલ્લુ શયૂઈલ લિકુદ્રતિહ.



## સચ્યિદુલ ઈસ્તિગફાર

اَللّٰهُمَّ اَنْتَ رَبِّیْ لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ خَلَقْتَنِیْ وَاَنَا عَبْدُکَ وَاَنَا عَلٰی عَهْدِکَ وَوَعْدِکَ مَا اسْتَطَعْتُ اَعُوْذُ بِکَ مِنْ شَرِّ مَا صَنَعْتُ اَبُوْٓءُ لَکَ بِنِعْمَتِکَ عَلَیَّ وَاَبُوْٓءُ بِذَنْبِیْ فَاغْفِرْلِیْ فَاِنَّهٗ لَا یَغْفِرُ الذُّنُوْبَ اِلَّآ اَنْتَ ط

અલ્લાહુમ-મ અન્-ત રબ્બી લા ઈલા-હ ઈલ્લા અન્-ત ખલક્તની વ અ-ન અબ્દુ-ક વ અ-ન અલા અહ્દિ-ક વ વઅ્દિ-ક મસ્તતઅ્તુ અઊઝુ બિ-ક મિન શર્રિ મા સનઅ્તુ અબૂઉ લ-ક બિનિઅ્મતિ-ક અલય્-ય વ અબૂઉ બિઝમ્બી ફગ્ફિરલી ફઈન્નહૂ લા યગ્ફિરુઝ ઝુનૂ-બ ઈલ્લા અન્ત.

**ફઝીલતઃ** હઝરત રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) થી રિવાયત છે કે જે માણસ મજકૂર ઈસ્તિગફારને

સવાબનું યકીન રાખીને દિવસે પઢશે અને તે જ દિવસે તેનો ઈન્તિકાલ થઈ જશે તો તે જન્નતી છે અને જે માણસ ઉપરોક્ત ઈસ્તિગફારને સવાબનું યકીન રાખીને રાતે પઢશે અને સવાર થતાં પહેલાં એની વફાત થઈ જશે તો તે જન્નતી છે. (બુખારી શરીફ)



## સખત પરેશાની વખતે પઢવાની દુઆ

اَللّٰهُمَّ اسْتُرْ عَوْرَاتِنَا وَاٰمِنْ رَّوْعَاتِنَا ط

અલ્લાહુમ્મસ્તુર અવ્રાતિના વ આમિન રવ્આતિના.

**ફઝીલતઃ** હઝરત અબૂ સઈદ ખુદરી (રદી.) ફરમાવે છે કે, અમે ગઝવએ ખન્દકના દિવસે હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સેવામાં અરજ ગુઝારી કે, યા રસૂલુલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) શું આવા નાઝુક અને કપરા સમયે પઢવાની એવી કોઈ દુઆ છે, જેની મદદથી અમે બારગાહે ઈલાહીમાં અરજ ગુઝારી શકીએ? કારણ કે અમારા દિલ ગભરામણથી ઉછળી ઉછળીને ગળે આવી રહયા છે. જવાબમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ મજકૂર દુઆ પઢવાની તલ્કીન ફરમાવી.

(મુસ્નદે અહમદ)

# રંજ- ગમને દૂર કરવા અને કર્ઝની અદાયગી માટે પઢવાની દુઆ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُ بِکَ مِنَ الْهَمِّ وَالْحُزْنِ وَاَعُوْذُ بِکَ مِنَ الْعَجْزِ وَالْکَسَلِ وَاَعُوْذُ بِکَ مِنَ الْجُبْنِ وَالْبُخْلِ وَاَعُوْذُ بِکَ مِنْ غَلَبَةِ الدَّیْنِ وَقَهْرِ الرِّجَالِ ط

અલ્લાહુમ-મ ઇન્ની અઊઝુ બિ-ક મિનલ હમ્મિ વલ હઝ્નિ વ અઊઝુ બિ-ક મિનલ અજ્ઝિ વલ ક-સલિ વ અઊઝુ બિ-ક મિનલ જુબ્નિ વલ બુખ્લિ વ અઊઝુ બિ-ક મિન ગ-લ-બતિદ દય્નિ વ કહ્રિર રિજાલ.

**ફઝીલતઃ** હઝરત રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એક દિવસે મસ્જિદમાં તશરીફ લાવ્યા. એક અન્સારી સહાબી હઝરત અબૂ ઉમામહ (રદિ.) ત્યા બેઠેલા હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ પૂછ્યું કે, તમે કવખત મસ્જિદમાં શા માટે બેઠેલા છો? અબૂ ઉમામહ (રદિ.) એ કહ્યુઃ હે અલ્લાહના રસૂલ ! (સલ્લલ્લાહુ

અલયહિ વસલ્લમ) અનેક જાતની ચિંતાઓના કારણે પરેશાન છું અને મારા શિરે લોકોનું કર્ઝ પણ છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે, હું તમને એવી દુઆ બતાવું છું કે જેને સવાર– સાંજ પઢવાથી અલ્લાહ તઆલા તમને ગમથી છૂટકારો આપશે અને તમારું કર્ઝ અદા થઈ જશે. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ ઉપરોકત દુઆ બતાવી. (અબૂ દાઉદ શરીફ)



## કોઇને મુસીબતમાં જુએ તો પઢે

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ عَافَانِیْ مِمَّا ابْتَلَاکَ بِهٖ وَفَضَّلَنِیْ عَلٰی كَثِیْرٍ مِّمَّنْ خَلَقَ تَفْضِیْلًا ؕ

અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી આફાની મિમ્મબ્તલા-ક બિહી વ ફદ-લની અલા કષીરિમ મિમ્મન ખ-લ-ક તફદીલા.

**ફઝીલતઃ** હઝરત રસૂલે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે, જે માણસ કોઈ દુઃખી અને મુસીબતમાં આવી પડેલ આદમીને જોઈને મજકૂર દુઆ પઢશે તો એને પઢવાવાળો ગમે તેવી મુસીબતથી મહફૂઝ રહેશે.

(તિરમિઝી)

## ચિંતા અને પરેશાની વખતે પઢવાની દુઆ

يَا حَيُّ يَا قَيُّوْمُ بِرَحْمَتِكَ اَسْتَغِيْثُ. يَا ذَاالْجَلَالِ وَالْاِكْرَامِ ط

યા હય્યુ યા કય્યૂમુ બિ-રહ્‌મતિ-ક અસ્તગીષ, યા ઝલ્જલાલિ વલ ઈકરામ.

**ફઝીલતઃ** હઝરત અનસ (રદિ.) નું બયાન છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ને જયારે કોઈ મુસીબત અને પરેશાની લાગુ પડતી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મજકૂર દુઆ પઢતા હતા.

હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે, જંગે બદરમાં મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ને સિજદાની હાલતમાં વખતોવખત મજકૂર દુઆ પઢતાં જોયા હતા, એટલે સુધી કે અલ્લાહ તઆલાએ ફતેહ અતા ફરમાવી.(નસઈ શરીફ)



## જામિઅ (સર્વગ્રાહી) દુઆ

اَللّٰهُمَّ اِنَّا نَسْئَلُكَ مِنْ خَيْرِ مَا سَئَلَكَ مِنْهُ

نَبِیُّکَ مُحَمَّدٌ صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ وَنَعُوْذُ
بِکَ مِنْ شَرِّ مَااسْتَعَاذَکَ مِنْہُ نَبِیُّکَ مُحَمَّدٌ
صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ وَاَنْتَ الْمُسْتَعَانُ
وَعَلَیْکَ الْبَلَاغُ وَلَا حَوْلَ وَلَا قُوَّۃَ اِلَّا بِاللّٰہِ ط

અલ્લાહુમ-મ ઈન્ના નસ્અલુ-ક મિન ખય્રિ મા સ-અ-લ-ક મિન્હુ નબિય્યુ-ક મુહમ્મદુન સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લ-મ વ નઊઝુ બિ-ક મિન શર્રિ મસ્તઆ-ઝ-ક મિન્હુ નબિય્યુ-ક મુહમ્મદુન સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લ-મ વ અન્તલ મુસ્તઆનુ વ અલય્કલ બલાગુ વલા હવ્-લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ.

**ફઝીલતઃ** હઝરત અબૂ ઉમામહ (રદિ.) થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ અમને ઘણી દુઆઓ શીખવી જે અમને યાદ ન રહી. અમે આપની ખિદમતમાં અરજ કરી કે, યા રસૂલુલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) આપે શીખવેલી ઘણી દુઆઓને અમે

ભૂલી ગયા. તે બધી જ દુઆઓ અમે અલ્લાહ તઆલાથી માંગવા ચાહીએ છીએ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે, હું તમને એવી દુઆ બતાવું કે જેમાં બધી જ દુઆઓ આવી જાય? પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઉપરોકત દુઆ બતાવી. (તિરમિઝી)



حَسْبِیَ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ط

હસ્બિયલ્લાહુ લા ઈલા-હ ઈલ્લા હુ-વ અલય્હિ તવક્કલ્તુ વહુ-વ રબ્બુલ અર્શિલ અઝીમ.

**ફઝીલતઃ** હઝરત અબૂ દરદા (રદિ.) ની રિવાયત મુજબ જે માણસ દરરોજ સવાર– સાંજ ૭ વાર આ દુઆ પઢશે તો દુન્યા અને આખિરતનાં તમામ ગમોથી ખુદા પાક તેને છુટકારો આપશે. બીજી રિવાયતમાં છે કે એનો પઢનાર ઊંચી જગ્યાએથી પડવા, ડુબવા કે બળવાથી મરશે નહિ.

(ચાલીસ રબ્બના)



## દિવસ દરમ્યાન દરેક બુરાઈથી મહફૂઝ રહેવાની દુઆ

حٰمٓ ٥ تَنْزِيْلُ الْكِتٰبِ مِنَ اللّٰهِ الْعَزِيْزِ الْعَلِيْمِ ٥ غَافِرِ الذَّنْبِ وَقَابِلِ التَّوْبِ شَدِيْدِ الْعِقَابِ ذِى الطَّوْلِ لَآ اِلٰهَ اِلَّا هُوَ ط اِلَيْهِ الْمَصِيْرُ ٥ (سورۂ مؤمن)

હા મીમ. તન્ઝીલુલ કિતાબિ મિનલ્લાહિલ અઝીઝિલ અલીમ. ગાફિરિઝ ઝમ્બિ વકાબિલિત તવ્બિ શદીદિલ ઈકાબિ ઝિત્તવૂલિ લા ઈલા-હ ઈલ્લા હૂ, ઈલયૂહિલ મસીર.

**ફઝીલતઃ** હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે શરૂ દિવસમાં જે કોઈ માણસ આયતુલ કુર્સી અને સૂરએ મુઅમિનની (મજકૂર) પહેલી ત્રણ આયતો પઢશે તો તે માણસ તે દિવસે દરેક પ્રકારની બુરાઈ અને મુસીબતથી સુરક્ષિત રહેશે. (મુસ્નદે બઝાઝ)



## મુશ્કેલ કામની આસાની માટે પઢવાની દુઆ

اَللّٰهُمَّ لَا سَهْلَ اِلَّا مَا جَعَلْتَهٗ سَهْلًا وَّاَنْتَ تَجْعَلُ الْحَزَنَ سَهْلًا اِذَا شِئْتَ ط

અલ્લાહુમ-મ લા સહ્-લ ઈલ્લા મા જઅલ્તહૂ સહ્લંવ વ અન્-ત તજઅલુલ હ-ઝ-ન સહ્લન ઈઝા શિઅ્ત.

(હિસ્ને હસીન)



## આયાતે શિફા

وَيَشْفِ صُدُوْرَ قَوْمٍ مُّؤْمِنِيْنَ وَشِفَآءٌ لِّمَا فِى الصُّدُوْرِ يَخْرُجُ مِنْۢ بُطُوْنِهَا شَرَابٌ مُّخْتَلِفٌ اَلْوَانُهَا فِيْهِ شِفَآءٌ لِّلنَّاسِ وَنُنَزِّلُ مِنَ الْقُرْاٰنِ مَا هُوَ شِفَآءٌ وَّرَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ. وَاِذَا مَرِضْتُ فَهُوَ يَشْفِيْنِ ط قُلْ هُوَ لِلَّذِيْنَ اٰمَنُوْا هُدًى وَّشِفَآءٌ ط

વ યશ્ફિ સુદૂ-ર કવ્મિમ મુઅ્મિની-ન વ શિફાઉલ લિમા ફિસ્સુદૂર. યખરુજુ મિમ બુતૂનિહા શરાબુમ મુખ્તલિફુન અલ્વાનુહા ફીહિ શિફાઉલ લિન્નાસ. વ નુનઝ્ઝિલુ મિનલ કુર્આનિ મા હુ-વ શિફાઉંવ વ રહ્મતુલ લિલ મુઅ્મિનીન. વઈઝા મરિદતુ ફહુ-વ યશ્ફીન. કુલ હુ-વ લિલ્લઝી-ન આ-મનૂ હુદંવ વ શિફાઆ.

**ફઝીલતઃ** ઈમામે તરીકત અબુલ કાસિમ કુરૈશી (રહ.) ફરમાવે છે કે, મારો એક છોકરો એટલો બીમાર થયો કે મૌતના નજીક પહોંચી ગયો. મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ને ખ્વાબમાં જોયા. આપની ખિદમતે અકદસમાં છોકરાની હાલત બયાન કરી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે તમે આયાતે શિફાથી મદદ કેમ લેતા નથી? હું જાગૃત થયો અને વિચાર કર્યો તો આયાતે શિફા ૬ (છ) ઠેકાણે મળી, જેનું વર્ણન ઉપર થઈ ગયું છે.

(મદારિજુન્નુબુવ્વહ)



## ખુશીના વખતે પઢવાની દુઆ

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ بِنِعْمَتِهٖ تَتِمُّ الصّٰلِحَاتُ ط

અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી બિનિઅ્મતિહી તતિમ્મુસ સાલિહાત. (ચાલીસ રબ્બના)



## ગમીના વખતે પઢવાની દુઆ

اَلْحَمْدُ لِلّٰهِ عَلٰى كُلِّ حَالٍ

અલ્હમ્દુ લિલ્લાહિ અલા કુલ્લિ હાલ. (ચાલીસ રબ્બના)



يَا وَاحِدُ يَآ اَحَدُ يَا وَاجِدُ يَا جَوَّادُ اَنْفِحْنَا مِنْکَ بِنَفْحَةِ خَيْرٍ اِنَّکَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ط

યા વાહિદુ યા અ-હદુ યા વાજિદુ યા જવ્વાદુ અન્ફિહ્‌ના મિન્-ક બિનફ્હતિ ખય્‌રિન ઇન્ન-ક અલા કુલ્લિ શય્‌ઇન કદીર.

**ફઝીલતઃ** આ દુઆ વિષે શેખ અબ્દુલ્લાહ કુરૈશી મિસરી અરબ જેઓ મિસરના મહાન શૈખો (બુઝુર્ગો) માંથી છે તેમણે

કહયું કે મેં મોટા મોટા શૈખો સાથે મુલાકાત કરી છે અને ૬૦૦ થી વધુ ઉસ્તાદોએ મને તાલીમ આપી છે. તેમનું બયાન છે કે એક દિવસે હું હઝરત મુહમ્મદ મનાદ (તેઓ પોતાના સમયના મહાન વલી હતા) પાસે ગયો અને તેમનાથી મેં દરખાસ્ત કરી કે મને કોઈ એવી દુઆ બતાવો કે જયારે મને કોઈ હાજત પડે તો તે વડે હું મદદ હાસિલ કરું. ત્યારે આપે ફરમાવ્યું કે આ દુઆ પઢયા કરો. (શમસુલ મઆરિફ ભા. ૪)



اَللّٰهُمَّ اجْعَلْ لِّیْ مِنْ اَمْرِیْ هٰذَا فَرَجًا وَّمَخْرَجًا

اِنَّکَ عَلٰی کُلِّ شَیْءٍ قَدِیْرٌ ط

અલ્લાહુમ્મજઅલ્લી મિન અમ્રી હાઝા ફર્જંવ વ મખ્રજન ઈન્ન-ક અલા કુલ્લિ શય્ઈન કદીર.

**ફઝીલત:** હઝરત ઈમામ શાફિઈ (રહ.) ફરમાવે છે કે જેને કોઈ કામ કરવા- ન કરવા વિષે શંકા થતી હોય તો બેહતરી જાણવા માટે ઈશાની નમાઝ પછી સૂરએ "વલ્લયલિ ઈઝા યખ્શા" તથા સૂરએ "વદદુહા" અને સૂરએ "અલમ નશ્રહ" અને આ દુઆ રોજ સાત (૭) વાર પઢે. બહુકમે ખુદા પહેલી યા બીજી અથવા ત્રીજી રાત સુધીમાં જે બેહતર

હશે તે ગેબી માણસ આવી બતાવશે.



## હિફાઝતનો અમલ

اَللّٰہُ حَفِیْظٌ لَطِیْفٌ قَدِیْمٌ اَزَلِیٌّ حَیٌّ قَیُّوْمٌ لَّا یَنَامُ ط

અલ્લાહુ હફીઝુલ લતીફુન કદીમુન અ-ઝલિય્યુન હય્યુન કય્યૂમુલ લા યનામ.

**ફઝીલતઃ** જે માણસ સફરમાં આ આયત સાત વાર પઢશે તો તે દરેક પ્રકારની આફત– બલાથી બચેલો રહેશે. લખીને સાથે રાખશે તો સવારી ખતરાથી મહફુઝ રહેશે. લખીને જો ઘરમાં અથવા પેટીમાં રાખશે તો ચોરીનો ડર ન રહેશે. રોજ સવાર– સાંજ ૧૧ વાર પઢશે તો અમનો– અમાનમાં રહેશે. માલમાં બરકત થશે, દુઃખ– પરેશાની દૂર થશે. (ચાલીસ રબ્બના)



## નફસની બુરાઈથી પનાહ માંગવાની દુઆ

**ફઝીલતઃ** હઝરત ઈમરાન ઈબ્ને હુસૈન (રદિ.) થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)

એ એમના વાલિદ હઝરત હુસૈન (રદિ.) ને દુઆ માટે આ બે કલિમાત શીખવાડયા હતાઃ

اَللّٰهُمَّ اَلْهِمْنِیْ رُشْدِیْ وَاَعِذْنِیْ مِنْ شَرِّ نَفْسِیْ ط

અલ્લાહુમ-મ અલ્હિમ્‌ની રુશ્દી વ અઇઝ્‌ની મિન શર્રિ નફ્સી. (તિરમિઝી શરીફ)



## બીમારીઓથી પનાહ માંગવાની દુઆ

ફઝીલતઃ હઝરત અનસ (રદિ.) થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) આ દુઆ ફરમાવ્યા કરતા હતા. (અબૂ દાઉદ)

اَللّٰهُمَّ اِنِّیْٓ اَعُوْذُ بِکَ مِنَ الْبَرَصِ وَالْجُنُوْنِ وَالْجُذَامِ وَسَیِّءِ الْاَسْقَامِ ط

અલ્લાહુમ-મ ઇન્ની અઊઝુ બિ-ક મિનલ બ-રસિ વલ જુનૂનિ વલ જુઝામિ વસય્યિઇલ અસ્કામ.



## એક અતિ જામિઅ– સર્વગ્રાહી દુઆ

**ફઝીલતઃ** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદિ.) થી રવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ફરમાવ્યા કરતા હતા. (મુસ્લિમ શરીફ)

اَللّٰھُمَّ اِنِّیٓ اَسْئَلُکَ الْھُدٰی وَالتُّقٰی وَالْعَفَافَ وَالْغِنٰی ط

અલ્લાહુમ-મ ઈન્ની અસ્અલુકલ હુદા વત્તુકા વલ અફા-ફ વલ ગિના.



## ગુનાહોની બુરી અસરોથી પનાહ માંગવાની દુઆ

**ફઝીલતઃ** હઝરત આયશા (રદિ.) થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પોતાની દુઆમાં આ કલિમાત ફરમાવ્યા કરતા હતા. (મુસ્લિમ શરીફ)

اَللّٰھُمَّ اِنِّیٓ اَعُوْذُ بِکَ مِنْ شَرِّ مَا عَمِلْتُ وَمِنْ شَرِّ مَا لَمْ اَعْمَلْ ط

અલ્લાહુમ-મ ઈન્ની અઊઝુ બિ-ક મિન શર્રિ મા અમિલ્તુ વમિન શર્રિ મા લમ અઅ્મલ.



## હિફાઝતની દુઆ

**ફઝીલતઃ** હઝરત અબૂ હુરયરહ (રદિ.) થી રિવાયત છે કે એક સજ્જન નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કે હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ! ગઈ રાતે વીંછીના કરડવાથી મને ઘણી તકલીફ થઈ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે જો તમે સાંજના સમયે આ દુઆ પઢી લેત તો એ તમને તકલીફ ન પહોંચાડત. (મુસ્લિમ)

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّامَّاتِ مِنْ شَرِّ مَا خَلَقَ ط

અઊઝુ બિ-કલિમાતિલ્લાહિત તામ્માતિ મિન શર્રિ મા ખલક.



## માલદારી અને ફકીરીની બુરાઈથી પનાહ માંગવાની દુઆ

**ફઝીલત:** હઝરત આયશા (રદિ.) થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) આ કલિમાત દ્વારા દુઆ માંગ્યા કરતા હતા. (અબૂ દાઊદ, તિરમિઝી)

اَللّٰهُمَّ اِنِّىۤ اَعُوْذُ بِكَ مِنْ فِتْنَةِ النَّارِ وَعَذَابِ النَّارِ وَمِنْ شَرِّ الْغِنٰى وَالْفَقْرِ ط

અલ્લાહુમ-મ ઈન્ની અઊઝુ બિ-ક મિન ફિત્નતિન્નારિ વ અઝાબિન્નારિ વમિન શર્રિલ ગિના વલ ફક્ર.



**ફઝીલત:** હઝરત ઉસ્માન (રદિ.) ફરમાવે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે જે માણસ દરરોજ સવાર– સાંજ ત્રણ વખત નીચેના કલિમાત પઢી લેશે તો એને કોઈ વસ્તુ નુકસાન પહોંચાડી શકશે નહી. (તિરમિઝી શરીફ)

અબૂ દાઉદ શરીફની રિવાયતમાં છે કે સવારે પઢી લેવાથી સાંજ સુધી અને સાંજે પઢી લેવાથી સવાર સુધી એને

કોઈ આકસ્મિક આફત પહોંચશે નહિ. (અબૂ દાઉદ શરીફ)

તે કલિમાત આ રહ્યા:

بِسْمِ اللّٰهِ الَّذِىْ لَا يَضُرُّ مَعَ اسْمِهٖ شَىْءٌ فِى الْاَرْضِ وَلَا فِى السَّمَآءِ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ط

બિસ્મિલ્લાહિલ્લઝી લા યદુર્રુ મઅસ્મિહી શયૃઉન ફિલ અર્દિ વલા ફિસ્સમાઇ વહુવસ સમીઉલ અલીમ.



**ફઝીલત:** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) થી રિવાયત છે કે રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો : જે માણસ સવારે (સૂરએ રૂમ, પારહ ૨૧) ની નીચેની ત્રણ આયતો પઢી લેશે તો એ દિવસે જે (વિર્દ-વઝાઈફ વગેરે) છૂટી જશે એનો સવાબ પામી લેશે અને જે માણસ સાંજે આ આયતો પઢી લેશે તો એ રાતે જ (વિર્દ-વઝાઈફ) છૂટી જશે એનો સવાબ મેળવી લેશે. (અબૂ દાવૂદ)

તે આયત નીચે પ્રમાણે છે:

فَسُبْحَانَ اللّٰهِ حِيْنَ تُمْسُوْنَ وَحِيْنَ تُصْبِحُوْنَ وَلَهُ

الْحَمْدُ فِی السَّمٰوٰتِ وَالْاَرْضِ وَعَشِيًّا وَّحِيْنَ
تُظْهِرُوْنَ ۝ يُخْرِجُ الْحَیَّ مِنَ الْمَيِّتِ وَيُخْرِجُ
الْمَيِّتَ مِنَ الْحَيِّ وَيُحْيِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا
وَكَذٰلِكَ تُخْرَجُوْنَ ۝

ફસુબ્હાનલ્લાહિ હી-ન તુમ્સૂ-ન વહી-ન તુસ્બિહૂન, વ લહુલ હમ્દુ ફિસ્સમાવાતિ વલ અર્દિ વ અશિય્યંવ વહી-ન તુઝહિરૂન, યુખરિજુલ હય્-ય મિનલ મય્યિતિ વયુખરિજુલ મય્યિ-ત મિનલ હય્યિ વયુહ્યિલ અર-દ બઅ્-દ મવ્તિહા વ કઝાલિ-ક તુખ્રજૂન.



**ફઝીલતઃ** રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે જે માણસ સવારે નીચેના કલિમતાને પઢી લેશે તો તે માણસે તે દિવસની અલ્લાહની નેઅમતોનો શુક્રિયા અદા કરી લીધો અને સાંજે આ કલિમાત પઢી લેશે તો રાતની અલ્લાહની નેઅમતનો શુક્રિયા અદા કરી દીધો.

اَللّٰهُمَّ مَآ اَصْبَحَ بِىْ مِنْ نِّعْمَةٍ اَوْ بِاَحَدٍ مِّنْ خَلْقِكَ فَمِنْكَ وَحْدَكَ لَا شَرِيْكَ لَكَ فَلَكَ الْحَمْدُ وَلَكَ الشُّكْرُ ط

અલ્લાહુમ-મ મા અસ્બ-હ બી મિન નિઅ્મતિન અવ્ બિ-અ-હદિમ મિન ખલ્કિ-ક ફમિન્-ક વહ્દ-ક લા શરી-ક લ-ક ફ-લકલ હમ્દુ વ લકશ્શુક્ર. (અબૂ દાઉદ, નસઈ)



## ફજર અને મગરિબની નમાઝ પછી પઢવાની દુઆ

**ફઝીલતઃ** હઝરત મુસ્લિમ તમીમી (રદિ.) થી રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે મગરિબની નમાઝથી ફારિગ થયા પછી કોઈનાથી વાત કરતા પહેલાં સાત વખત આ શબ્દો કહોઃ

اَللّٰهُمَّ اَجِرْنِىْ مِنَ النَّارِ ط

અલ્લાહુમ-મ અજિર્ની મિનન્નાર.

જયારે તમે આ શબ્દો કહી લેશો અને પછી જો એ જ રાતે તમે મૃત્યુ પામશો તો દોઝખથી મહફૂઝ રહેશો. જો કોઈ માણસ આ દુઆને ફજરની નમાઝ પછી કોઈથી વાત કરવા પહેલા સાત વાર પઢી લેશે અને તે જ દિવસે વફાત પામશે તો દોઝખથી મહફૂઝ રહેશે. (મિશ્કાત, અબૂ દાઉદ)



## કામિયાબી માટેની દુઆ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

اَلَّا تَعْلُوْا عَلَىَّ وَاْتُوْنِىْ مُسْلِمِيْنَ ط يَا خَيْرَ الْمَقْصُوْدِيْنَ يَا خَيْرَ الْمَطْلُوْبِيْنَ يَا خَيْرَ الْمَحْبُوْبِيْنَ يُحِبُّوْنَهُمْ كَحُبِّ اللّٰهِ ط وَالَّذِيْنَ اٰمَنُوْا اَشَدُّ حُبًّا لِّلّٰهِ ط

બિસ્મિલ્લાહિર રહ્માનિર રહીમ.

અલ્લા તઅ્લૂ અલય્-ય વઅ્તૂની મુસ્લિમીન, યા

ખયૂરલ મકસૂદી-ન યા ખયૂરલ મતલૂબી-ન યા ખયૂરલ મહ્બૂબી-ન યુહિબ્બૂ-નહુમ કહુબ્બિલ્લાહ, વલ્લઝી-ન આ-મનૂ અશદ્દુ હુબ્બલ લિલ્લાહ.

**ફઝીલતઃ** આગળ– પાછળ ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢવું. આ દુઆને દસ વખત પઢી પોતાના મ્હોં ઉપર બન્ને હાથ ફેરવીને જવું.



بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

وَلَـمَّا دَخَلُوْا مِنْ حَيْثُ اَمَـرَهُمْ اَبُوْهُمْ ط مَا كَانَ

يُـغْنِىْ عَنْهُمْ مِّنَ اللّٰهِ مِنْ شَىْءٍ اِلَّا حَاجَةً فِىْ نَفْسِ

يَعْقُوْبَ قَضٰهَا ط

બિસ્મિલ્લાહિર રહ્માનિર રહીમ.

વલમ્મા દ-ખલૂ મિન હયૂષુ અ-મ-રહુમ અબૂહુમ, મા કા-ન યુગ્ની અન્હુમ મિનલ્લાહિ મિન શયૂઈન ઈલ્લા હા-જતન ફી નફ્સિ યઅ્કૂ-બ કદાહા.

**ફઝીલતઃ** આ આયતને સાત વાર પઢીને જવું જો પઢી શકાય તો ૩૫ વખત યાસીન શરીફ પઢીને જવું. જે કામ માટે જશો તેમાં ઈન્શાઅલ્લાહ કામિયાબી મળશે.



## સૂવા પહેલાં ત્રણ વાર ''ઈસ્તિગફાર'' પઢવાની મહાન ફઝીલત

اَسْتَغْفِرُ اللّٰهَ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَىُّ الْقَيُّوْمُ وَاَتُوْبُ اِلَيْهِ ط

અસ્તગ્‌ફિરુલ્લાહલ્લઝી લા ઈલા-હ ઈલ્લા હુવલ હય્યુલ કય્યૂમુ વ અતૂબુ ઈલય્‌હ.

**ફઝીલતઃ** હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) થી રિવાયત કરે છે કે જે માણસ પથારી પર સૂતી વખતે ઉપરનું ઈસ્તિગફાર ત્રણ (૩) વખત પઢશે તો તેનાં સઘળા ગુનાહ માફ કરી દેવામાં આવશે. ભલે તે ગુનાહો દરિયાનાં ફીણ બરાબર હોય અથવા ઝાડોનાં પાંદડા બરાબર હોય અથવા ઝીણી રેતીનાં બરાબર હોય. અર્થાત જગતની શરૂઆતથી કિયામત સુધી જેટલા ય દિવસ હોય.

## છ (૬) નેઅમતો

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ ط اَلْاَوَّلُ وَالْاٰخِرُ وَالظَّاهِرُ وَالْبَاطِنُ بِيَدِهِ الْخَيْرُ يُحْيِيْ وَيُمِيْتُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અક્બરુ વલા હવ્-લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ. અલ અવ્વલુ વલ આખિરુ વઝ્ઝાહિરુ વલ બાતિનુ બિ-યદિહિલ ખય્રુ યુહ્યી વ યુમીતુ વહુ-વ અલા કુલ્લિ શય્ઇન કદીર.

**ફઝીલતઃ** જે માણસ આ કલિમાત સવાર– સાંજ દસ દસ વખત પઢશે તો અલ્લાહ તઆલા એને છ (૬) નેઅમતોથી નવાઝશેઃ

(૧) શયતાન અને એના લશ્કરથી એની હિફાઝત ફરમાવશે.

(૨) એને અજર–સવાબનો મોટો ઢગલો અર્પણ કરાશે.

(૩) હૂરે ઈન (સુંદર આંખોવાળી હૂર) જોડે એના નિકાહ કરાશે.

(૪) એના ગુનાહ માફ કરી દેવામાં આવશે.

(૫) તે (જન્નતમાં) હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલાતુ વસ્સલામ) ની સાથે હશે.

(૬) બાર ફરિશ્તા એની મૌત વખતે (એની પાસે) હાજર રહેશે અને તેને જન્નતની બશારત સંભળાવશે અને તેને કબરમાંથી આદર–ઈઝઝત અને સન્માન સાથે લઈ જશે. જો તે કિયામતના ભયાનક સંજોગોથી ગભરાશે તો ફરિશ્તા એને તસલ્લી આપશે અને કહેશે કે ગભરાવો નહી, તમે કિયામતની ભયાનકતાઓથી અમન અને હિફાઝતમાં રહેવાવાળાઓમાં છો પછી અલ્લાહ તઆલા એનાથી અત્યંત આસાન હિસાબ લેશે અને તેને જન્નતમાં લઈ જવાનો હુકમ આપશે. ફરિશ્તાઓ એને મેદાને હશ્રમાંથી જન્નત તરફ એવા સન્માન, ઈઝઝત અને આદર સાથે લઈ જશે જેવી રીતે દુલ્હનને લઈ જવામાં આવે છે અને અલ્લાહ તઆલાના હુકમથી ફરિશ્તા એને જન્નતમાં દાખલ કરી દેશે, જયારે કે બીજા લોકો હિસાબ કિતાબની વિકટ અને કપરી પરિસ્થિતિમાં સપડાયેલા હશે. (રૂહુલ મઆની, ભા. ૨૪, પેજ ૨૨)



## સિત્તેર વખત રહમતભરી નજરની નવાઝિશ

**ફઝીલતઃ** જે માણસ એકવાર સૂરએ ફાતિહા, એકવાર આયતુલ કુર્સી અને એકવાર નીચે દર્શાવેલી આયતો પાંચેવ નમાઝો પછી પઢશે તો જન્નત એનું ઠેકાણું બનશે અને તે હઝીરતુલ કુદસમાં રહેશે અને અલ્લાહ તઆલા દરરોજ એની તરફ સિત્તેર વખત નજરે રહમત (કૃપાભરી દષ્ટિ)થી નિહાળશે તથા એની સિત્તેર હાજતોને પૂરી ફરમાવશે અને તેની મગફિરત ફરમાવશે. (ઈબ્નુસ્સુન્ની)

شَهِدَ اللّٰهُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۙ وَالْمَلٰٓئِكَةُ وَاُولُوا الْعِلْمِ

قَآئِمًا ۢ بِالْقِسْطِ ؕ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ۝

اِنَّ الدِّيْنَ عِنْدَ اللّٰهِ الْاِسْلَامُ قف وَمَا اخْتَلَفَ الَّذِيْنَ

اُوْتُوا الْكِتٰبَ اِلَّا مِنْۢ بَعْدِ مَا جَآءَهُمُ الْعِلْمُ بَغْيًاۢ

بَيْنَهُمْ ؕ وَمَنْ يَّكْفُرْ بِاٰيٰتِ اللّٰهِ فَاِنَّ اللّٰهَ سَرِيْعُ

الْحِسَابِ ۝ قُلِ اللّٰهُمَّ مٰلِكَ الْمُلْكِ تُؤْتِى

الْمُلْكَ مَنْ تَشَآءُ وَتَنْزِعُ الْمُلْكَ مِمَّنْ تَشَآءُ ز

وَتُعِزُّ مَنْ تَشَآءُ وَتُذِلُّ مَنْ تَشَآءُ ط بِيَدِكَ الْخَيْرُ ط

اِنَّكَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ٥

શહિદલ્લાહુ અન્નહૂ લા ઈલા-હ ઈલ્લા હુ-વ વલ મલાઈ-કતુ વ ઉલુલ ઈલ્મિ કાઈમમ બિલ્કિસ્તિ લા ઈલા-હ ઈલ્લા હુવલ અઝીઝુલ હકીમ. ઈન્નદી-ન ઈન્દલ્લાહિલ ઈસ્લામ, વમખ્ત-લફલ્લઝી-ન ઊતુલ કિતા-બ ઈલ્લા મિમ બઅ્દિ મા જા-અહુમુલ ઈલ્મુ બગ્યમ બય્નહુમ વમંય્યકફુર બિઆયાતિલ્લાહિ ફઈન્નલ્લા-હ સરીઉલ હિસાબ. કુલિલ્લાહુમ-મ માલિકલ મુલ્કિ તુઅ્તિલ મુલ્-ક મન તશાઉ વ તન્ઝિઉલ મુલ્-ક મિમ્મન તશાઉ વ તુઈઝ્ઝુ મન તશાઉ વતુઝિલ્લુ મન તશાઉ બિ-યદિકલ ખય્ર, ઈન્ન-ક અલા કુલ્લિ શય્ઈન કદીર.



## હિફાઝતનો ખાસ અમલ

**ફઝીલતઃ** નીચે દર્શાવેલાં કલિમાત સવાર સાંજ એક એક વાર પઢી લેવામાં આવે તો જિન્નાત અને ઈન્સાનથી હિફાઝત થાય છે.

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّةِ مِنْ غَضَبِهٖ وَعِقَابِهٖ وَشَرِّ عِبَادِهٖ وَمِنْ هَمَزَاتِ الشَّيَاطِيْنِ وَاَعُوْذُبِكَ رَبِّ اَنْ يَّحْضُرُوْنِ ط

અઊઝુ બિ-કલિમાતિલ્લાહિત તામ્મતિ મિન ગ-દબિહી વ ઈકાબિહી વ શર્રિ ઈબાદિહી વમિન હ-મઝાતિશ શયાતીનિ વ અઊઝુ બિ-ક રબ્બિ અંય્યહ્દુરૂન.



## જાનમાલ અને પરિવારની હિફાઝત માટેનો અમલ

**ફઝીલતઃ** એક સહાબી (રદિ.) એ અરજ કરી યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મને પોતાની જાન, પોતાની અવલાદ, પોતાના પરિવારજનો અને પોતાના

માલ વિશે (સદા) ભય રહયા કરે છે. આપે ઈરશાદ ફરમાવ્યો કે સવાર સાંજ આ દુઆ પઢી લો.

بِسْمِ اللّٰهِ عَلٰى دِيْنِىْ وَنَفْسِىْ وَوَلَدِىْ وَاَهْلِىْ وَمَالِىْ ط

બિસ્મિલ્લાહિ અલા દીની વ નફ્સી વ વ-લદી વ અહ્લી વમાલી.

થોડાં દિવસ પછી આ સહાબી આવ્યા તો આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ પૂછયું: હવે શું હાલ છે? અરજ કરી: કસમ છે તે ઝાતની જેણે આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)ને સત્યની સાથે નબી બનાવીને મોકલ્યા છે, મારો બધો જ ખૌફ દૂર થઈ ગયો છે. (કન્ઝુલ ઉમ્માલ: ૨/૨૩૬)



## દસ હજારવાર દુરૂદ પઢવા બરાબર

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ اَفْضَلَ صَلَوَاتِكَ ط

અલ્લાહુમ-મ સલ્લિ અલા મુહમ્મદિન અફ્દ-લ સ-લવાતિક.

**ફઝીલતઃ** આ દુરૂદ શરીફ વિશે મન્કૂલ છે કે આ દસ હજારવાર દુરૂદ શરીફ પઢવા બરાબર છે.

(ઝરીઅતુલ વુસૂલ ઈલા જનાબિર્રસૂલ-૧૫૦)



**ફઝીલતઃ** એક હદીસમાં આવ્યુ છે કે જે માણસ

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ ط سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط

**સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી સુબ્હાનલ્લાહિલ અઝીમ.**

સાત વખત પઢશે તો તે માણસ માટે જન્નતમાં એક ગુમ્બદ (મિનારો) તામીર (તૈયાર) થઈ જાય છે.

(મશહૂર મુહદ્દિસ હાફિઝ ઈબ્ને કય્યિમ (રહ)ની કિતાબ "અલ વાબિલુસ્સય્યિબુ" (ફઝાઈલે ઝિક્ર ફઝાઈલે આમાલ)



## દુરૂદે રૂહી

**ફઝીલતઃ** આ દુરૂદ શરીફ કોઈ કબ્રસ્તાનમાં ત્રણ વખત પઢશે તો એની બરકતથી અલ્લાહ તઆલા એંસી (૮૦) વરસનો અઝાબ કબ્રસ્તાનવાળાઓ પરથી ઉઠાવી લેશે અને જો ચાર (૪) વખત કબ્રસ્તાનમાં પઢશે તો અલ્લાહ તઆલા તે જગહ પરથી કયામત સુધીનો અઝાબ ઉઠાવી લેશે અને જો

કોઈ ચૌવીસ (૨૪) વખત પઢીને તેનો સવાબ પોતાના મર્હુમ માં–બાપને બખ્શે તો માં–બાપનો બધો હક અદા થઈ જશે.

તે મુબારક દુરૂદ શરીફ આ છે:

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مَّا دَامَتِ الصَّلٰوةُ وَصَلِّ
عَلٰى مُحَمَّدٍ مَّا دَامَتِ الْبَرَكَاتُ وَصَلِّ عَلٰى
رُوْحِ مُحَمَّدٍ فِى الْاَرْوَاحِ وَصَلِّ عَلٰى صُوْرَةِ
مُحَمَّدٍ فِى الصُّوَرِ وَصَلِّ عَلٰى اِسْمِ مُحَمَّدٍ فِى
الْاَسْمَآءِ وَصَلِّ عَلٰى نَفْسِ مُحَمَّدٍ فِى النُّفُوْسِ
وَصَلِّ عَلٰى قَلْبِ مُحَمَّدٍ فِى الْقُلُوْبِ وَصَلِّ عَلٰى
قَبْرِ مُحَمَّدٍ فِى الْقُبُوْرِ وَصَلِّ عَلٰى رَوْضَةِ مُحَمَّدٍ
فِى الرِّيَاضِ وَصَلِّ عَلٰى جَسَدِ مُحَمَّدٍ فِى

الْاَجْسَادِ وَصَلَّى اللّٰهُ تَعَالٰى عَلٰى خَيْرِ خَلْقِهٖ سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِهٖ وَاَصْحٰبِهٖ وَاَزْوَاجِهٖ وَذُرِّيَّاتِهٖ وَاَهْلِ بَيْتِهٖ وَاَحْبَابِهٖ اَجْمَعِيْنَ.

અલ્લાહુમ-મ સલ્લિ અલા મુહમ્મદિમ મા દામતિસ સલાતુ વસલ્લિ અલા મુહમ્મદિમ મા દામતિલ બ-રકાતુ વસલ્લિ અલા રૂહિ મુહમ્મદિન ફિલ અર્વાહિ વસલ્લિ અલા સૂ-રતિ મુહમ્મદિન ફિસ્સુ-વરિ વસલ્લિ અલા ઇસ્મિ મુહમ્મદિન ફિલ અસ્માઇ વસલ્લિ અલા નફ્સિ મુહમ્મદિન ફિન્નુફૂસિ વસલ્લિ અલા કલ્બિ મુહમ્મદિન ફિલ કુલૂબિ વસલ્લિ અલા કબ્રિ મુહમ્મદિન ફિલ કુબૂરિ વસલ્લિ અલા રવ્દતિ મુહમ્મદિન ફિર્રિયાદિ વસલ્લિ અલા જ-સદિ મુહમ્મદિન ફિલ અજ્સાદિ વ સલ્લલ્લાહુ તઆલા અલા ખયૂરિ ખલ્કિહી સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિહી વ અસ્હાબિહી વ અઝવાજિહી વ ઝુર્રિય્યાતિહી વ અહ્લિ બયૂતિહી વ અહ્બાબિહી અજમઈન.

## દુરૂદે તફરીજીય્યહ કતબિય્યહ

اَللّٰهُمَّ صَلِّ صَلٰوةً كَامِلَةً وَّسَلِّمْ سَلَامًا تَآمًّا عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ تَنْحَلُّ بِهِ الْعُقَدُ وَتَنْفَرِجُ بِهِ الْكُرَبُ وَتَقْضٰى بِهِ الْحَوَآئِجُ وَتُنَالُ بِهِ الرَّغَآئِبُ وَحُسْنُ الْخَوَاتِمِ وَيُسْتَسْقَى الْغَمَامُ بِوَجْهِهِ الْكَرِيْمِ وَعَلٰى اٰلِهٖ وَصَحْبِهٖ فِىْ كُلِّ لَمْحَةٍ وَّنَفْسٍ بِعَدَدِ كُلِّ مَعْلُوْمٍ لَّكَ.

અલ્લાહુમ-મ સલ્લિ સલાતન કામિ-લતંવ વસલ્લિમ સલામન તામ્મન અલા સય્યિદિના મુહમ્મદિન તન્હલ્લુ બિહિલ ઉ-કદુ વ તન્ફરિજુ બિહિલ કુ-રબુ વ તકઝા બિહિલ હવાઈજુ વતુનાલુ બિહિર રગાઈબુ વહુસ્નુલ ખવાતિમિ વ યુસ્તસ્કલ ગમામુ બિ-વજ્હિહિલ કરીમિ વ અલા આલિહી વ સહ્બિહી ફી કુલ્લિ લમ્હતિંવ વ

નફ્સિમ બિ-અ-દદિ કુલ્લિ મઅ્લૂમિલ લક.

**ફઝીલત:** આ દુરૂદને રોજ (૧૧) વખત પઢશે તો તેની રોજી એવી રીતે વધશે જેમ આસમાનથી વરસી રહી હોય અને જમીનમાંથી નીકળી રહી હોય. ઈમામ દિનોરી (રહ.) ફરમાવે છે કે રોજ (૧૧) અગ્યાર વખત પઢવાથી ઉંચા દરજા અને ઈસ્તિગફારની દૌલત મળશે. આ દુરૂદ ને પઢવા પહેલા અને પછી દુરૂદે ઈબ્રાહીમ પઢવું.



## કર્ઝ ચુકવવા માટે અજમાવેલું દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ اَبَدًا اَفْضَلَ صَلَوَاتِكَ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ عَبْدِكَ وَنَبِيِّكَ النَّبِيِّ الْاُمِّيِّ وَاٰلِهٖ وَسَلِّمْ تَسْلِيْمًا ٥ وَزِدْهُ تَشْرِيْفًا ٥ وَاَنْزِلْهُ الْمَنْزِلَ الْمُقَرَّبَ عِنْدَكَ يَوْمَ الْقِيَامَةِ ٥

અલ્લાહુમ-મ સલ્લિ અ-બદન અફ્દ-લ સ-લવાતિ-ક અલા સય્યિદિના મુહમ્મદિન અબ્દિ-ક વ નબિય્યિકન

નબિય્યિલ ઉમ્મિય્યિ વ આલિહી વસલ્લિમ તસ્લીમા, વઝિદહુ તશરીફા, વ અન્ઝિલ્હુલ મન્ઝિલલ મુકર્ર-બ ઇન્દ-ક યવ્મલ કિયામહ.

**ફઝીલતઃ** અગર કોઈ કર્ઝદાર (ઉધાર લેવાવાળો) ફુરસદના વખતે ધ્યાનથી રોજ (૧૦૧) એકસો એક વખત આ દુરૂદ શરીફ પઢીને દુઆ કરે તો અલ્લાહ તઆલા ગેબથી તેનો કર્ઝ ચુકવવાનો બંદોબસ્ત કરી આપશે. આજમાવેલો છે.



## અવલાદની કામ્યાબી અને ઈઝઝત માટે બેહતરીન દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِ الْعَالَمِيْنَ حَبِيْبِكَ مُحَمَّدٍ وَّاٰلِهٖ ٥ صَلَاةً اَنْتَ لَهَا اَهْلٌ ٥ وَّبَارِكْ وَسَلِّمْ كَذَالِكَ ٥

અલ્લાહુમ-મ સલ્લિ અલા સય્યિદિલ આ-લમી-ન

હબીબિ-ક મુહમ્મદિંવ વ આલિહ, સલાતન અન્-ત લહા અહ્‌લ, વબારિક વસલ્લિમ કઝાલિક.

**ફઝીલતઃ** જો કોઈ માણસ ફજરની નમાઝ પછી અને મગરિબની નમાઝ પછી (૭૧) ઈકોતેર વખત અને બીજી નમાઝો પછી (૭) સાત વખત પાબંદીથી આ દુરૂદ શરીફ પઢ્યા કરે તો અલ્લાહ તઆલા તેને અને તેની અવલાદને સમાજમાં ઈઝઝત આપશે અને તે લોકોની નજરમાં મહબૂબ રહેશે.



## લવ્હે કુરઆની

| | | |
|---|---|---|
| نٓ | حٰمٓ عٓسٓقٓ | الٓمٓ |
| يٰسٓ | حٰمٓ | الٓمٓصٓ |
| اٰمِينُ | قٓ | كٓهٰيٰعٓصٓ |

**ફઝીલતઃ** એને જોવાવાળાની બધી મુશ્કિલો આસાન થઈ જશે. સવારે એને જોઈને જે કામ શુરૂ કરશે તો તે પુરૂ થઈ જશે અને ગેબી રીતે રોઝીની દૌલત આવવા લાગશે (ઈન્શા અલ્લાહ).

## રોજીની બરકત માટે અજમાવેલી દુઆ

اَللّٰهُمَّ اقْذِفْ فِىْ قَلْبِىْ رَجَآءَكَ وَاقْطَعْ رَجَائِىْ عَمَّنْ سِوَاكَ حَتّٰى لَا اَرْجُوْا اَحَدًا غَيْرَكَ. اَللّٰهُمَّ مَا ضَعُفَتْ عَنْهُ قُوَّتِىْ وَقَصُرَ عَنْهُ عَمَلِىْ وَلَمْ تَنْتَهِ اِلَيْهِ رَغْبَتِىْ وَلَمْ تَبْلُغْهُ مَسْئَلَتِىْ وَلَمْ يَجْرِ عَلٰى لِسَانِىْ مِمَّآ اَعْطَيْتَ اَحَدًا مِّنَ الْاَوَّلِيْنَ وَالْاٰخِرِيْنَ مِنَ الْيَقِيْنِ فَخُصَّنِىْ بِهٖ يَآ اَرْحَمَ الرّٰحِمِيْنَ ط

અલ્લાહુમ્મક્ઝિફ ફી કલ્બી રજા-અ-ક વક્તઅ્ રજાઈ અમ્મન સિવા-ક હત્તા લા અર્જૂ અ-હદન ગયરક. અલ્લાહુમ-મ મા દઉફત અન્હુ કુવ્વતી વ કસુ-ર અન્હુ અ-મલી વલમ તન્તહિ ઈલયહિ રગબતી વલમ તબ્લુગ્હુ મસ્અ-લતી વલમ યજિર અલા લિસાની મિમ્મા અઅ્તય્-ત અ-હદમ મિનલ અવ્વલી-ન વલ આખિરી-ન

મિનલ યકીનિ ફખાસ્સિની બિહી યા અર્હમર રાહિમીન.

**ફઝીલતઃ** હઝરત હસન (રદિ.)ને હઝરત મુઆવિયહ (રદિ.) તરફથી એક લાખનુ પેન્શન મળતું હતુ. હઝરત મુઆવિયહ (રદિ.)એ પેન્શન બંધ કરી દીધુ જેથી હઝરત હસન (રદિ.)ને ખુબ જ તકલીફ પડી તો હુઝૂર (સ.અ.વ.)એ ખ્વાબમાં આ દુઆ બતાવી. હઝરત હસન (રદિ.) ફરમાવે છે કે અલ્લાહની કસમ ! મેં થોડા અઠવાડિયા પણ આ દુઆ ન પઢી કે હઝરત મુઆવિયહ (રિદ.)એ પંદર લાખ મોકલી આપયા.



## દીન દુન્યાની જરૂરત પુરી થવા માટે સર્વગ્રાહી અને અજમાવેલી દુઆ

**ફઝીલતઃ** આ દુઆના શબ્દો દીન–દુન્યાની જરૂરતો પુરી થવા માટે ઘણા ફાયદાકારક છે. જે માણસ દરેક નમાઝ પછી આગળ– પાછળ ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢી આ દુઆને સાચા દિલથી એક વખત પઢશે તો ઈન્શા અલ્લાહ તેની દીન–દુન્યાની જરૂરતો પુરી થશે.

اَللّٰهُمَّ اِنَّا نَسْئَلُکَ اِيْمَانًا مُّسْتَقِيْمًا وَّفَضْلًا دَآئِمًا

وَّنَظَرَ الرَّحْمَةِ وَّعَقْلًا كَامِلًا وَّقَلْبًا مُّنَوَّرًا وَّتَوْفِيْقًا
اِحْسَانًا وَّتَوْبَةً نَّصُوْحًا وَّصَبْرًا جَمِيْلًا وَّاَجْرًا
عَظِيْمًا وَّلِسَانًا ذَاكِرًا وَّبَدَنًا صَابِرًا وَّرِزْقًا وَّاسِعًا
وَّسَعْيًا مَّشْكُوْرًا وَّذَنْبًا مَّغْفُوْرًا وَّعَمَلًا مَّقْبُوْلًا
وَّدُعَآءً مُّسْتَجَابًا وَّجَنَّةَ الْفِرْدَوْسِ نَعِيْمًا
بِرَحْمَتِكَ يَآ اَرْحَمَ الرَّاحِمِيْنَ، وَصَلَّى اللّٰهُ
تَعَالٰى عَلٰى خَيْرِ خَلْقِهٖ سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِهٖ
وَاَصْحَابِهٖ اَجْمَعِيْنَ، سُبْحَانَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ
عَمَّا يَصِفُوْنَ وَسَلَامٌ عَلَى الْمُرْسَلِيْنَ وَالْحَمْدُ لِلّٰهِ
رَبِّ الْعَالَمِيْنَ.

અલ્લાહુમ-મ ઈન્ના નસ્અલુ-ક ઈમાનમ મુસ્તકીમંવ વ ફદ્લન દાઈમંવ વ ન-ઝરર રહ્મતંવ વ અક્લન કામિલંવ વ કલ્બમ મુનવ્વરંવ વ તવ્ફીકન ઈહ્સાનંવ વ તવ્બતન નસૂહંવ વ સબ્રન જમીલંવ વ અજ્રન અઝીમંવ વ લિસાનન ઝાકિરંવ વ બ-દનન સાબિરંવ વરિઝ્કંવ વાસિઅંવ વ સઅ્યમ મશ્કૂરંવ વ ઝમ્બમ મગ્ફૂરંવ વ અ-મલમ મક્બૂલંવ વ દુઆઅમ મુસ્તજાબંવ વ જન્નતલ ફિર્દવ્સિ નઈમમ બિ-રહ્મતિ-ક યા અર્હમર રાહિમીન, વ સલ્લલ્લાહુ તઆલા અલા ખય્રિ ખલ્કિહી સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિહી વ અસ્હાબિહી અજ્મઈન, સુબ્હા-ન રબ્બિ-ક રબ્બિલ ઈઝઝતિ અમ્મા યસિફૂ-ન વ સલામુન અલલ મુર્સલી-ન વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આ-લમીન.



## દુઆએ હાજત

**ફઝીલતઃ** જે માણસ દરેક નમાજ પછી આ દુઆ પઢશે અને ખાસ કરીને જુમ્આની નમાઝ પછી પઢશે તો અલ્લાહ તઆલા દરેક ભય (ડર) ની વસ્તુથી હિફાજત કરશે અને દુશ્મનોથી તેની હિફાજત કરશે અને તેને માલદાર બનાવશે

અને એવી જગ્યાથી રોજી પહોંચાડશે જયાંથી તેને ખ્યાલ પણ ન હશે. અને જિંદગી તેના પર આસાન કરશે અને તેના કર્ઝ (ઉધાર) ચુકવશે, જો તેનો કર્ઝ પહાળ જેટલો હશે તો પણ અલ્લાહ તઆલા તેના ફઝલો કરમથી ચુકવશે.



بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ.

یَآ اَللّٰہُ یَآ اَحَدُ یَا وَاحِدُ یَا مَوۡجُوۡدُ یَا جَوَّادُ یَا بَاسِطُ یَا کَرِیۡمُ یَا وَهَّابُ یَا ذَ الطَّوۡلِ یَا غَنِیُّ یَا مُغۡنِیُ یَا فَتَّاحُ یَا رَزَّاقُ یَا عَلِیۡمُ یَا حَکِیۡمُ یَا حَیُّ یَا قَیُّوۡمُ یَا رَحۡمٰنُ یَا رَحِیۡمُ یَا بَدِیۡعَ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ یَا ذَا الۡجَلَالِ وَالۡاِکۡرَامِ یَا حَنَّانُ یَا مَنَّانُ نَفِّحۡنِیۡ مِنۡکَ بِنَفۡحَةِ خَیۡرٍ تُغۡنِیۡنِیۡ بِهَا عَمَّنۡ سِوَاکَ اِنۡ تَسۡتَفۡتِحُوۡا فَقَدۡ جَآءَ کُمُ الۡفَتۡحُ اِنَّا

فَتَحْنَا لَکَ فَتْحًا مُّبِیْنًا ط نَصْرٌ مِّنَ اللّٰہِ وَفَتْحٌ

قَرِیْبٌ ط اَللّٰھُمَّ یَا غَنِیُّ یَا حَمِیْدُ یَا مُبْدِئُ یَا مُعِیْدُ

یَا وَدُوْدُ یَا ذَا الْعَرْشِ الْمَجِیْدُ یَا فَعَّالٌ لِّمَا یُرِیْدُ ط

اِکْفِنِیْ بِحَلَالِکَ عَنْ حَرَامِکَ وَاَغْنِنِیْ

بِفَضْلِکَ عَمَّنْ سِوَاکَ وَاحْفَظْنِیْ بِمَا حَفِظْتَ

بِہِ الذِّکْرَ وَانْصُرْنِیْ بِمَا نَصَرْتَ بِہِ الرُّسُلَ اِنَّکَ

عَلٰی کُلِّ شَیْءٍ قَدِیْرٌ ○

બિસ્મિલ્લાહિર રહ્‌માનિર રહીમ.

યા અલ્લાહુ યા અ-હદુ યા વાહિદુ યા મવ્‌જૂદુ યા જવ્વાદુ યા બાસિતુ યા કરીમુ યા વહ્‌હાબુ યા ઝત્તવ્‌લિ યા ગનિય્યુ યા મુગ્ની યા ફત્તાહુ યા રઝઝાકુ યા અલીમુ યા હકીમુ યા હય્યુ યા કય્યૂમુ યા રહ્‌માનુ યા રહીમુ યા બદીઅસ

સમાવાતિ વલ અર્દિ યા ઝલ્જલાલિ વલ ઈકરામિ યા હન્નાનુ યા મન્નાનુ નફ્ફિહ્ની મિન્-ક બિ-નફ્હતિ ખય્રિન તુગ્નીની બિહા અમ્મન સિવા-ક ઈન તસ્તફ્તિહૂ ફકદ જા-અકુમુલ ફત્હુ ઈન્ના ફતહ્ના લ-ક ફત્હમ મુબીના, નસ્રુમ મિનલ્લાહિ વ ફત્હુન કરીબ. અલ્લાહુમ-મ યા ગનિય્યુ યા હમીદુ યા મુબ્દિઉ યા મુઈદુ યા વદૂદુ યા ઝલ્અર્શિલ મજીદિ યા ફઅ્આલુલ લિમા યુરીદ, ઈકફિની બિ-હલાલિ-ક અન હરામિ-ક વ અગ્નિની બિ-ફદ્લિ-ક અમ્મન સિવા-ક વહ્ફઝ્ની બિમા હફિઝ્-ત બિહિઝ ઝિક્-ર વન્સુર્ની બિમા નસર-ત બિહિર રુસુ-લ ઈન્-ન-ક અલા કુલ્લિ શય્ઈન કદીર.



## દરેક વસ્તુની સલામતી-હિફાઝત માટે

| | | | | |
|---|---|---|---|---|
| يٰسٓ | الٓرٰ | بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ | الٓمّٓرٰ | الٓمّٓ |
| طٰسٓ | طٰسٓمّٓ | كٓهٰيٰعٓصٓ | الٓمّٓصٓ | طٰهٰ |
| نٓ | قٓ | حٰمٓ عٓسٓقٓ | حٰمٓ | صٓ |

અલિફ-લામ-મીમ, અલિફ-લામ-મીમ-રા, બિસ્મિલ્લાહિર રહ્માનિર રહીમ, અલિફ-લામ-રા, યાસીન, તાહા, અલિફ-લામ-મીમ-સૉદ, કાફ-હા-યા-અયૂન-સૉદ, તૉ-સીન-મીમ, તૉ-સીન, સૉદ, હા-મીમ, હા-મીમ અયૂન-સીન-કૉફ, કૉફ, નૂન.

**ફઝીલતઃ** ઉપરના હુરૂફે મુકત્તઆત પઢવાથી દુશ્મન, ચોર અને દરેક જાનવરોથી હિફાજત મળે છે. આ દુઆ પઢવાથી દરેક જરૂરત પુરી થાય છે, માલ સામાનમાં મુકવાથી નુકસાનથી હિફાજત રહે છે. સફરમાં જવા પહેલા પઢવાથી હિફાજત મળે છે અને પાસે રાખવાથી દરેક ઉમ્મીદ પુરી થાય છે. વરસાદના પાણીમાં ધોઈને પીવાથી યાદશકિત વધે છે. આગળ પાછળ ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢે અને (૧૧) અગ્યાર વખત આ હુરૂફ પઢવાથી જાદુથી હિફાજત મળે છે.



## દુશ્મનોથી હિફાજત માટેની દુઆ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ.

لِاِيْلٰفِ قُرَيْشٍ ٥ اِلٰفِهِمْ رِحْلَةَ الشِّتَآءِ وَالصَّيْفِ ٥

فَلْيَعْبُدُوْا رَبَّ هٰذَا الْبَيْتِ ۝ الَّذِىْ اَطْعَمَهُمْ مِّنْ

جُوْعٍ وَّاٰمَنَهُمْ مِّنْ خَوْفٍ ۝

بِسْمِ اللّٰهِ الَّذِىْ لَا يَضُرُّ مَعَ اسْمِهٖ شَىْءٌ فِى

الْاَرْضِ وَلَا فِى السَّمَآءِ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ط

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّاتِ مِنْ شَرِّ مَا خَلَقَ ط

બિસ્મિલ્લાહિર રહ્માનિર રહીમ.

લિઈલાફિ કુરયૂશ, ઈલાફિહિમ રિહ્લતશ શિતાઇ વસ્સયૂફ. ફલ્યઅ્બુદૂ રબ-બ હાઝલ બયૂતિલ્લઝી અત્અ-મહુમ મિન જૂઈંવ વ આ-મ-નહુમ મિન ખવૂફ.

બિસ્મિલ્લાહિલ્લઝી લા યદુર્રુ મઅસ્મિહી શયૂઉન ફિલ અર્દિ વલા ફિસ્સમાઇ વહુવસ સમીઉલ અલીમ.

અઊઝુ બિ-કલિમાતિલ્લાહિત તામ્માતિ મિન શર્રિ મા ખલક.

**ફઝીલતઃ** ઉપરની દુઆઓ સવાર—સાંજ ત્રણ ત્રણ વખત પઢવાથી અકસ્માત અને તકલીફ દેવાવાળા જાનવરોથી હિફાજત મળશે ઈન્શા અલ્લાહ.

## નકશબંદિયા મુજદ્દિદયા ખાનદાનનું અજમાવેલુ અમલ

اَللّٰهُ اَللّٰهُ رَبِّیْ لَآ اُشْرِکُ بِهٖ شَیْئًا ط سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ ط سُبْحَانَ اللّٰهِ الْعَلِیِّ الْعَظِیْمِ ط سُبْحَانَ الْمَلِکِ الْقُدُّوْسُ ط اَسْتَغْفِرُ اللّٰهَ ط لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ ط لَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ ط یَا رَافِعُ یَا مُعِزُّ ط یَا غَنِیُّ یَا مُغْنِیْ ط یَا ذَا الْجَلَالِ وَالْاِکْرَامِ ط یَا حَیُّ یَا قَیُّوْمُ بِرَحْمَتِکَ اَسْتَغِیْثُ ط یَآ اَرْحَمَ الرَّاحِمِیْنَ ط لَآ اِلٰهَ اِلَّا اَنْتَ سُبْحَانَکَ اِنِّیْ کُنْتُ مِنَ الظّٰلِمِیْنَ ط حَسْبُنَا اللّٰهُ وَنِعْمَ الْوَکِیْلُ ط نِعْمَ الْمَوْلٰی وَنِعْمَ النَّصِیْرُ ط

અલ્લાહુ અલ્લાહુ રબ્બી લા ઉશ્રિકુ બિહી શયૂઆ, સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહ, સુબ્હાનલ્લાહિલ અઝીમ,

સુબ્હાનલ મલિકિલ કુદ્દૂસ, અસ્તગ્ફિરુલ્લાહ, લા ઈલા-હ ઈલ્લલ્લાહ, લા હવ્-લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ, યા રાફિઉ યા મુઈઝ્ઝુ, યા ગનિય્યુ યા મુગ્ની, યા ઝલ્જલાલિ વલ ઈકરામ, યા હય્યુ યા કય્યૂમુ બિ-રહ્મતિ-ક અસ્તગીષ, યા અર્હમર રાહિમીન, લા ઈલા-હ ઈલ્લા અન્-ત સુબ્હા-ન-ક ઈન્ની કુન્તુ મિનઝ ઝાલિમીન, હસ્બુનલ્લાહુ વ નિઅ્મલ વકીલ, નિઅ્મલ મવ્લા વ નિઅ્મન નસીર.

**ફઝીલતઃ** અમારા નકશબંદિયા ખાનદાનમાં એક વઝીફો ચાલી આવ્યો છે જેને મેં સંતાડીને રાખ્યો અને ખાસ ખાસ લોકોને બતાવતો રહયો. હવે હું બધા જ મુસલમાનોના ફાઈદા માટે જાહેર કરું છું. જો કોઈ માણસ એને ગણવા વગર અને કોઈ ખાસ સમય વગર (કોઈપણ વખતે) પઢશે તેને માલદારી, દુન્યાની ઈજ્જત અને આખિરતની કામયાબી મળશે અને અલ્લાહ ચાહશે તો દરેક આફતો અને બલાઓથી મહફૂજ રહેશે. મને જયારે કોઈ સખ્ત મુશ્કેલી અથવા આફત આવે છે ત્યારે મેં આ કલિમાતને ઉઠતા બેસતા પઢતો રહું છું તો અલ્લાહ તઆલા તે મુસીબતને દુર કરી આપે છે.

મર્હુમ વાલિદ ફરમાવે છે કે મેં મારી અવલાદ અને ઘરવાળાઓ માટે આ કલિમાત લખી આપું છું અને વસિય્યત

કરું છું કે જે કોઈ માણસ આ કલિમાતને પઢી મુશ્કેલીથી છુટકારો મેળવે તો મારા હકમાં મગ્ફિરતની દુઆ જરૂર કરે, બસ આ કિંમતી વઝીફાને આપ હંમેશા પઢતા રહેશો એવી ઉમ્મીદ રાખું છું. આ કુલ પંદર કલિમાત છે.



## દરેક પરિક્ષામાં કામ્યાબી માટે અજમાવેલ દુરૂદ

رَبِّ صَلِّ عَلٰى نَبِيٍّ مُّحَمَّدٍ وَّاٰلِهٖ اَجَلَّهَا ٥ وَاقْضِ لِىْ بِجَاهِهٖ حَوَآئِجِىْ كُلَّهَا ٥ وَصَلِّ عَلَيْهِ كَمَا اَنْتَ اَهْلُهَا ٥ وَسَلِّمْ وَشَرِّفْ وَكَرِّمْ دَآئِمًا ٥

રબ્બિ સલ્લિ અલા નબિય્યિમ મુહમ્મદિંવ વ આલિહી અજલ્લહા, વકૃદિ લી બિજાહિહી હવાઈજી કુલ્લહા, વસલ્લિ અલયૂહિ કમા અન્‌-ત અહ્‌લુહા, વસલ્લિમ વશર્રિફ વ કર્રિમ દાઈમા.

**ફઝીલતઃ** કોઈપણ પરિક્ષામાં કામયાબી માટે આ દુરૂદ શરીફ અજીબ તાસીરવાળું છે. અગર વિદ્યાર્થી દરેક નમાજ

પછી (૧૧) અગ્યાર વખત પઢીને પરિક્ષામાં કામયાબીની દુઆ કરતો રહે તો અલ્લાહ તઆલા ખુલી કામયાબી આપી દે છે. ખાસ કરીને જબાની પરિક્ષા પહેલા (૧૧) અગ્યાર વખત છાતી પર દમ કરવાથી જવાબો આસાન થઈ જશે અને કોઈ પણ રીતનો ગભરાટ થશે નહિ.



## પતિ-પત્નીમાં મિસાલી મુહબ્બત પેદા કરવા માટે અજીબ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مُّعَطِّرِ الرُّوْحِ ○ وَاٰلِهِ الطَّيِّبِيْنَ الطَّاهِرِيْنَ ○ صَلَاةً تُعَطِّرُنَا بِهَا وَبَارِكْ وَسَلِّمْ ○

અલ્લાહુમ-મ સલ્લિ અલા મુહમ્મદિમ મુઅત્તિરિર રૂહ, વ આલિહિત તય્યિબીનત તાહિરીન, સલાતન તુઅત્તિરુના બિહા વબારિક વસલ્લિમ.

**ફઝીલતઃ** પતિ-પત્નીમાં ખુબ જ મુહબ્બત પેદા કરવા માંગતા હોય અથવા બે માંથી કોઈ એક નારાજ હોય અને તેને રાજી કરવા માંગતા હોય તો ફૂલો પર અથવા મુશ્ક

